

સદ્‌ગુરૂ ગોપાળકૃષ્ણનું પીઠસ્થાનક ક્ષેત્ર

# વટક્ષેત્ર તિર્થ મહાત્મ.




રચનાર ડભાણવાશી મહારાજ

વિશ્વનાથ છગનરામ.



છપાવી. પ્રસિદ્ધ કરનાર

ડભાણવાશી ભટ્ટ બાળકૃષ્ણ વિશ્વનાથ

ના નડીઆદ. જુ પેઠ


સેવામાં રાખવાનું પુસ્તક છે.


આવૃત્તિ ૧લી    પ્રત ૫૦૦    સને ૧૯૨૪

ધી સારદા વિજય પ્રી. પ્રેસમાં શા. હરજીવનદાસ
અમરસીએ છાપ્યું—અમદાવાદી બજાર-નડીઆદ

કિં. ૦—૩—૦.

# અર્પણ પત્રીકા

શ્રી ઇષ્ટના હજુરી પારસદ શેવક સોની રણછોડ મોતીલાલ ગામ નડીઆદથી સાત વરસની વયે ડહીબા દાદી જોડે ડભાણ શેવા સતસંગમાં આવીને સકળ, ગુણ, કળાયોથી ભરપુર શેવા માતા મણીબા જોડે કરી ફરુફરુનાં લાડ લડાવ્યાં ને વટક્ષેત્ર તિર્થની વીશ્વકર્મા તરીકે શેવા કરી, સં ૧૯૮૦ના મહા વદી ૪ ના રોજ વટક્ષેત્રે ઇષ્ટ ચરણે પોઢી પાંત્રીસ વરસની વયે ગોલોક વાસ કર્યો તેના સદગુણ સ્મર્ણાર્થે આ પુસ્તક અર્પણ કરૂ છુ

શ્રી

ડભાણવાસી ભટ બાળકૃષ્ણ વીશ્વનાથના

જેયશ્રીગોપાળકૃષ્ણ.



# વટક્ષેત્ર તિર્થ મહાત્મ.

## ગરબો.

રાગ ના વાયાને વાદળ ઉમટયાં.

અલ્યા તારે તે વટક્ષેત્ર ક્યાંથી
ક્યાંથી કાશી ક્ષેત્રમાં વાસ
આપણે તો ગાંડીયાં ગોવાળીયાં ગામડીયાં
અલ્યા તારે તે વિશ્વનાથ મહાદેવ શા
જાય કાશી તે દેખે કાંક. આપ. ૧
અલ્યા તારે તે નીલમાધવ ક્યાંથી
ઝાંખી કરે જે જગદીશ જાય. આપ ૨
અલ્યા તારે તે ડુંડીરાજ ક્યાંથી
જાય કાશી પણ ના ઓળખાય આપ. ૩
અલ્યા તારે ડંડપાણ અમરકુંડ શા
જાય જાત્રા તે દેખે કોક આપ ૪
અલ્યા તારે તે કાળ ભૈરવ ક્યાંથી
જાય કાશી પણ ઓળખે કોક આપ ૫
અલ્યા કાશી મ.તા ક્યાંથી તારા સુધી
જાય કાશી પણ દેખે કોક આપ ૬

અહ્યા તારે ગંગા શાં અનપુણી
જાય કાશી પણ લાવ હે કોક. આપ ૭
અહ્યા તારે ભવાનીશાં પારવતી
જાય કૈલાસે પત્તો ખાય. આપ. ૮
અહ્યા તારે મણીકણીકા ઘાટશા
મોટા દેવ ત્યાં મરવા આહાય. આપ ૯
ખધુ હોય પણ ભહાર ગોપાળકૃષ્ણની કયાંથી
જેને શેવે ઉમા મીપુરાહ. આપ. ૧૦
દાસ નિષો કયાંથી સઉ નવરા થયા
એહો ખેલ ખાંડાની ધાર. આપ. ૧૧

મેહુ બીરહુ અષ્ણો.

રાગ. ગીરધર ઘેર પધાર્યા આગં કીયા જનમનાં પુન્ય,
ગીરધર ઘેર પધાર્યા

મને વહાલાં લાગે વટ જોગ
કાળજાની કાંને કહીએ
કૃપા કરે જો કાશી માત
રાત દીવસ ત્યાં રહીયે. ટેક. ૧
બેની ગોપાળ કૃષ્ણ સ્વામી છે મારા.
સઉને સરખાં ગણે લાગે છે પ્યારા.
પડે પળપળે અવગુણ મારા. કાળ. ૨
મારા જેવાં લાખ લડાવે લાડ

તેમાં કદી હારી જઉં હાવે
તો વહાલાને શીવ સમજાવે. કાળ. ૩

એની વીશ્વનાથે કાળ જે બાહ્યા
માતા પાર્વતીએ રમવા આણ્યા
તેમાં શીવના કરૂ કાલા વાલા કાળ ૪

એની નીલ માધવને નમી ચાલુ
ડુંડીરાજનાં ચર્ણું પંખાળુ
રીઝવુ દંડ દયાળુ કાળ. ૫

ભુતનાથ અમરકંઠ પુઠે ભમુ છું.
ખુંદાને વડ પુઠે ફેરા ફરૂં છું.
કાળ ભેરવને કરગરૂ છુ. કાળ ૬

કાશી માતા ગંગા અનપુર્ણાજી
બહ્રા લક્ષ્મીજીને શારદા માજી
કરગરીને કરૂ રાજી. કાળ. ૭

માત કેદારી પારવતી પ્રણામુ
મણીકર્ણીકેશ્વરને શીરા નામું.
રવી શશીના જોડ સામુ. કાળ. ૮

શની મંગળ પુજુ વાંધાના પાડે
બળીયાને બહુ કહુ કળ કાંઈ કાઢે
રશીયા રંગે રમાડે. કાળ ૯

આ બધા દેવો અનુચર હજુરી
એમને મનવું રહેવાય કરી

વહેલો વેંત કરે હરી. કાળ. ૧૦
કરમે તો આંતરા વચમાં કર્યા છે
રંક શરણુ રાખે જાણી વર્યા છે
હૈયે હરખ ભર્યા છે. કાળ ૧૧
શરણુ પડેલાંના સંગાથ કરવા
એમને આગળ કરી ચરણે ઠરવા.
કયારનાં માંડયાં છે કરગરવા. કાળ. ૧૨
શાણા સ્વામી જુદા થઇ નાંખે ટાઢુ
માટે તીરથ દેવનુ કર્યું સપાડુ
એની કર્મના પડે જો આડુ કાળ. ૧૩
સદગુરૂ ગોપાલ કૃષ્ણજી સ્વામી
ખાણી છતાં વીયોગોની ખામી
દાસવિષાને કેરૂ આ જામી. કાળ. ૧૪

## દેશી.

( રાગ આજ રામ મોહીની લાયા. )

વટક્ષેત્રે વાહાલો ઘેરી, બંસુરી બજાવે
બંસીવટે વહાલો ઘેરી, બાંસુરી બજાવે
અવર કોઇ જાણે નહી અધીકારીઓ જાણે સહી.
ઘેરી બંસીવટ ગુફા મહી, સાનમાં સમજાવે. વટ. ૧
સુણકણું રંધ્રે થઇ, પેસે કાળજા કોર મહીં
મનમાં શાયેથેતાય, સુખ મુખ ન આવે વટ ૨

રાસ ધારી રાધે શ્યામ. ઠર્યાં વટક્ષેત્રે ઠામ.
વૃંદાવન સમાંધામ, રાસથી રીઝાવે. વટ. ૩
આકાશના ઉતર્યાં દેવ, નવે તીર્થ કરે સેવ.
ઉમા વિશ્વનાથ મહાદેવ, નીલ માધવ ખેલાવે. વટ. ૪
ડુંડીરાજ દંડ પાણી ભુતનાથ અમરકંઠ
કાળ ભૈરવ કાશી દેવી, ગુહાં ગંગા ગાવે. વટ. ૫
લક્ષ્મી શારદા અન્નપુર્ણા, કેદારીને કોડ ઘણાં.
મણીકર્ણીકેશ્વરજી, લટકે લલચાવે. વટ. ૬
ચંદા સુરજ ચંદની ચળકે, બળીયા શની ભોમ મલકે
આનંદી સુંદરી રમણા રમકે, ઠમકે તાલ બજાવે વટ ૭
કાશી તાલ પખાજ ધુઘર, લટકે રાસ રમું સુંદર
ગોપાળ કૃષ્ણ મન ગમ્યા વર, રાસે રીઝાયા હાવે. વટ. ૮
વૃદા ખીલ્યાં ચર્ણરજે, વટક્ષેત્ર શ્રેષ્ટ વૃજે.
વિશ્વનાથ ધર્મ ધ્વજે, મળી મુખ મલકાવે. વટ. ૯

## વટતારૂ તળે શીવ ગુપ્ત પુજાય તે પ્રાર્થના.

થાળનો રાગઃ—છેલ છબીલા છોગાળા.

વટક્ષેત્ર તિર્થ કરૂ શેવ, વૃંદા વીશ્વનાથ મહાદેવ.
થાય સત્રજગન, સદગુરૂ ગોપાળ કૃષ્ણ ખંમા. ટેક.
મહુધા પાસે કાંગાનુપરૂ
ત્યાં પાવન પીઠ કલ્પતરૂ થાય. ૧
પીઠેશ્વરીથી પધારીને

બેઠા સમાધીયે મારીને                    સામ. ૨
કાગભુશંડી જેમ કથા કરે
શીવ તરૂ તળે જ્યમ ધ્યાન ધરે.           સામ. ૩
ગુપ્તેશ્વર જય ભુમીશ્વર
જય જય વિશ્વનાથ શંકર.                  સાય. ૪
વટતરૂને ભક્તિ તરૂ
જામે ત્યાં ઠીક ઠરૂ.                    સાય. ૫
માગુ વિશ્વનાથ મહાદેવ
તમ તોલે થાય ગુરૂજીની સેવ.             સાય. ૬
સદગુરૂ ગોપાળ કૃષ્ણ રીઝે
દાસલીલા પર દયા કીજે.                  સાય. ૭
વટક્ષેત્ર તીર્થ કરૂ સેવ
વંદા વીશ્વનાથ મહાદેવ.                  સાય. ૮

## નવે પીઠનું પદ.

### રાગ સવૈયા.

વટક્ષેત્રે વા હરી હરક્ષેત્રે
કાશી ક્ષેત્ર છે બલીહારી
તેના પીઠ દેવોનુ વિવેચન
સુણો શ્રદ્ધાથી નરનારી.                 ૧
વિશ્વેશં એ વિશ્નાથ[1] શીવ
ઇંદપાદ નીલમાધવ[2] સહી

અમરકંટેશ્વર તરૂ માહી. ૨
કુંડી[3] ગણપતિ ડંડપાણીએ[4]
ભૈરવ[5] ક્ષેત્રપાળ ભૈરવ
કાશીદેવી[6] ઓળીઆર ક્ષમા (ક્ષીમંકરમાણી)
ગુહાંગંગા[7] એ નીર્મલ્ય તીર્થરજ
ભવાની[8] પાર્વતી માત ઉમા. ૩
મણિંકર્ણીકા[9] ઘાટ ગંગાનો
ઉંડાં ઉતર્યે લાભ મળે.
વિશ્વનાથ વટક્ષેત્ર તિર્થમાં
ભાગ્યશાળીઓ મોક્ષ રળે. ૪

## નવ પીડોનું કારણ. પદ.

રાગ પ્રથમ મચ્છ સ્વરૂપ ધરીને
વાળ્યા ચારે વેદ સ્વામી શા માટે રે.
પ્ર. પ્રથમ વટક્ષેત્ર તીર્થ રચીને
પધરાવ્યા વીશ્વનાથ સદગુરૂ શા માટે રે.
ઉ. ભકિત મુકતીના ભંડાર શીવજી
તેમાં પધરાવ્યા વિશ્વનાથ શેષક તે માટે રે. ૧
પ્ર બીજે વટક્ષેત્ર તિર્થ રચીને
પધરાવ્યા નીલમાધવ. પ્ર૦
ઉ. ભંડારમાં ભગવાનજ હોયે
તેમાં છે નીલમાધવ. સેવક. ૨

પ્ર. ત્રીજે વટક્ષેત્ર તિર્થ રચીને
પધરાવ્યા ડુંડીરાજ સહ૦
ઉ ઇષ્ટનીર્વીઘ્ને આભ્યંતરે છાજે
તેમાં પધરાવ્યા ડુંડીરાજ શેવકતેo ૩
પ્ર. ચોથે વટક્ષેત્રે તીર્થ રચીને
પધરાવ્યા ડંડપાણેશ્વર સહ૦
ઉ. અમર થવાય ને યમ ભય જાય.
તેમાં ડંડપાણેશ્વર. શેવક ૪
પ્ર. પાંચમાં વટક્ષેત્ર તિર્થ રચીને
પધરાવ્યા કાળ ભૈરવ. સહ૦
ઉ કાળ સુકુળ થવા રક્ષણ કરવા
પધરાવ્યા કાળ ભૈરવ. શેવક. ૫
પ્ર. છઠ્ઠું વટક્ષેત્ર તીર્થ રચીને
પધરાવ્યાં કાશી માત. સહ૦
ઉ આવૃત્તી આ ભુમીમાં સુવે સુક્તી
તેમાં પધરાવ્યાં કાશી માત શેવક. ૬
પ્ર. સાતમાં વટક્ષેત્ર તીર્થ રચીને
પધરાવ્યાં ગુહ્યાંગંગા. સહ૦
ઉ. ગુપ્ત ગંગા રજમાં સુવે સુક્વી.
તેમાં ગુહ્યાંગંગા શેવક. ૭
પ્ર. આઠમાં વટક્ષેત્ર તીર્થ રચીને
સ્થાપ્યાં ભવાની માત સહ૦

ઉ. માત બિના કાંણુ કામના પુરે
 તેમાં સ્થાપ્યાં ઉમા માત શેવક ૮

પ્ર. નવમાં વટક્ષેત્ર તીર્થ રચીને
 સ્થાપ્યા મણીકર્ણીકા ઘાટ સ૯૦

ઉ. તીર્થમાં પેસતાં ઊંડા ઉતરતાં
 મોક્ષ મણીકર્ણીકા ઘાટ શેવક. ૯
 અષ્ટમા સિધ્ધીને નવનિધી
 નવધા ભક્તિના ભંડાર. શેવક.
 ઇષ્ટ સમર્થ પણ આઠે અંગે
 નવરૂપે રાજ્યા આ ઠાર. શેવક. ૧૦
 કોટી બ્રહ્માંડપતી પરબ્રહ્મ
 સદગુરૂ ગોપાળ કૃષ્ણ. શેવક.
 તીર્થ શેવો કે પરબ્રહ્મ શેવો
 પુર્ણ થયા નવ પ્રશ્ન. શેવક. ૧૧
 ગાય શીખે કે સાંભળેરે
 તેમના ગોલોકે વાસ. શેવક.
 દાસવિષો નીશદીન રજ ચહાએ
 પુરો સહુ દાસની આશ. શેવક ૧૨

ઉપરનાં પદોમાંના નવ તિર્થ દેવોનો શ્લોક.

काशीखंड अध्यायमां छे ते प्रमाणे आ तीर्थ
વટક્ષેત્રમાં નવે તીર્થ દેવોનાં સ્થાપનો છે.

श्लोक:

विश्वेशं माधवं ढुंढी दंड पाणीच भैरवं ॥

वंदे काशी गुहां गंगा भवानी मणीकर्णिका.

## प्रतीष्ठा प्रार्थना पद.

દેશી વાહરે વાલો મારી ગોપાળ લાલા,

વટક્ષેત્રે તીર્થ મહાદેવ વિશ્વનાથ
ગોપાળ કૃષ્ણ સખાશ્રી સાથ, ટેક.
નાજુક દેવળ વટતરૂ પશ્ચીમ,
ઓગણી તોતેર જેઠ વદી દશમ.
ગોપાળ કૃષ્ણે સ્વહસ્તે સ્થાપ્યા,
જનુની દીવાળીયે આશીશ આપ્યા; વટ ૧
ગુરૂ નાથજીના પુત્ર સનકના બાળ,
હરીનારાયણ આચાર્ય રસાળ,
યજ્ઞ પ્રતીષ્ટા કરાવી સંત યંત્ર
જ્યોતીલીંગ સ્થાપ્યાં વેદ મંત્રે વટ. ૨
ઉપવીત ધારી સ્વયંભુ બાણ,
આરસ જળાધારી વેદ પ્રમાણ,
ગોખરૂડે ગીરીરાજ કીશોરી,
આવ્યાં કેદારથી ચંદ્રચકોરી વટ ૩
ગોખ ઉપર રાજે ગોલોકવાસી.
વ્હાલોજી કોહો કેમ ના થેવે કાશી

વહાલાં બાળ મા જેમ માથે ચઢાવે
તેમ ગોપાળકૃષ્ણ શીર સોહાવે. વટ. ૪
ગોખ બે બાજુ ઇષ્ટ ગુરૂની પાદુકા.
ગણેશ કુમ નંદી હનુમાન બંકા,
ડંડપાણી અમરકંટેશ્વર વરૂ તળે.
વીશ્વનાથ શીવગુરૂ ભુતનાથ ભલે. વટ. ૫
હરીહરક્ષેત્રે વટતરૂ છે રસાળ,
કાળ ભૈરવ બળીયાદેવ રક્ષપાળ. વટ. ૬
ગુહાંગંગા અન્નપુર્ણા શ્રી શારદ
મણીકર્ણી કેશ્વર, કાશીદેવી સરહદ. વટ. ૭
રવી શશી શની ભોમ પેસતાં દ્વારે.
બીલીવૃંદા પીપળા લીંમડા પુષ્પપારે; વટ. ૮
નવથી ન્યારા ગોપાળકૃષ્ણજી ખેલે
તીર્થ શેવ્યાથી શામ રીઝે સેલે,
કાશીથી પ્રગટેલા નાથને કાજે
કાશીક્ષેત્ર વટક્ષેત્રે બીરાજે. વટ. ૯
મારાં હો તેને છે આજ્ઞા આછેલી
આ તીર્થ શેવજો મન નીચ્યાં મેલી.
દાસવીપો કહે કરી ડંડ પ્રણામ.
આશ્રીતોને આ ઠરવાનો ઠામ. વટ ૧૦

સવૈયા.

જે આશ્રીત અહીં ઠરવા આવે

તે ઉપર જે વીઘ્ન કરે
તેનાં પાપ કેમ કરી છુટશે.
વીયોગી શેવક વેહેલાં તરો. ૧

ઇતી આશીશ.

## વટક્ષેત્રનો ગરબો.

રાગ વાહાલા તમારૂ મુખડુ

વાહાલા લાગો છો મને વટક્ષેત્ર
વીશ્વનાથ મહાદેવ. વાહાલા લાગો છો રે

વીશ્વનાથ મહાદેવની ધોળી ધ્વજા
વેગળેથી વરતાય. વાહા. ૧
વડતળેથી પ્રગટ થયા.
દેવળમાં કીધાં ધામ; વાહા ૨
કાંગાનુપરૂ નાંનુ ગામડુ
વટક્ષેત્ર મોટાં ધામ વાહા. ૩
ગોપાળલાલજીને ઘણી ખંમા.
તમે પધરાવ્યા મહાદેવ. વાહા. ૪
પાર્વતી માતાને પાયે પડુ
તમે કેદારથી આવ્યાં આપ. વાહા. ૫
ગોપાળલાલજીની પાવડીયો
ત્યાં નીલમાધવ ઘનશામ વાહા. ૬

આરસ કેરી જળાધારી
શીવલીંગને છે જનોઇ. વાહા. ૭
ગણેશ કુર્મને પોઠીયો
વડખેતરીયા હનુમાન. વાહા. ૮
વડતળે ડંડપાણુ ભુતનાથ
અમરકંટેશ્વર નામ. વાહા. ૯
ગુહાંગંગાજી અન્નપુર્ણા.
લક્ષ્મી શારદાનાં ધામ. વાહા. ૧૦
મણીકર્ણીકેશ્વર દ્વારે
ચંદ્રા સુરજ શની ભોમ. વાહા. ૧૧
રંગે રાજી થઇ સાત માસે,
પધાર્યા બળીયા દેવ. વાહા. ૧૨
તુલસી ખજુરી મા કાશી ખોડીઆર
મેળો ભરાય અપાર. વાહા. ૧૩
વીશ્વનાથનો સ્વામી શામળો
સહુના કરે ઉદ્ધાર. વાહા. ૧૪
વાહાલા લાગો છો મને વટક્ષેત્રે
વીશ્વનાથ મહાદેવ. વાહા. ૧૫

## વટક્ષેત્ર તિર્થનુ મુળથી વર્ણન.

રાગ. વાહાલાજીના મહીનાનો રાગ

વટક્ષેત્રમાં વીશ્વનાથ મહાદેવરે વાહાલાજી
મારા સદગુરૂ ગોપાળકૃષ્ણ કરે છું શેવ. મારા વાહાલાજી. ૧

ઓગણીસેં તેસટના ફાગણ સુદમાંરે. વા.
કાંગાનેપરે થઇ રામ કથા અનંદમાં મા. ૨
મહેમદાવાદ તાલુકે મહુધા પાસેરે વા.
તુલસીકૃત લીલા કુવાથી પશ્ચિમ બાસે મા. ૩
જ્યાં ઇષ્ટ ગાદી ત્યાં કળશ જવારા હોય રે વા.
વળી ચર્ણોદકથી વૃંદા પ્રગટાં ત્યાંય મા. ૪
કાંઇ અશાડ માસે તુળશીને વડ ઉગ્યારે વા.
શીવ ગુપ્ત ત્યાં છાસટે પડછા દેવા લાગ્યા. મા. ૫
ગુપ્ત પુજાયા ત્યાં વટક્ષેત્રે વર્ષ સાતરે વા.
ફુલ શ્રીફળ દીવાના વરસ્યા વરસાદ મા. ૬
થેડ થેડ દીધાં જટાધારીએ દરશનરે વા.
મને કાઢો સ્થાપો વાયકા ઉડયાં વચંન મા. ૭
વડનકુયે શીંચાર્યાં ઘણું તીર્થનાં નીરરે વા.
ઇષ્ટચરણોદક પુજન નીત્ય શીચ્યાં ખીરે મા. ૮
ગંગા રેવા તાપી જમનાં સાગરરે વા.
વેત્રવતી મહીને ગોદાવરીની ગાગર મા. ૯
ઘણાં ભજન કથાને શીવરાત્રે હોમ થાયરે વા.
બહુ સંત ચરણ રજકણા કળી ન જાય મા. ૧૦
પછી કુલાભાગને રસ્યા દેવળના પાયારે વા.
શીવરાત્રીની રાત્રીયે ડંકે દેવ ગવાયા મા. ૧૧
ઓગણીનોતેરના દ્વાદશ જેઠ વદ આવ્યારે વા.
પછી પંચ શાખે વડ તળે વીપ્રે બોલાવ્યા મા. ૧૨

ત્યાં સુધી ગુપ્તેશ્વર મણી પુજતો પ્રેમેરે વા.
આજ બાણુ નીકળીયાં ઉપવીત ધારી સોયે મા. ૧૩
કસદીન પ્રથમ ઉત્તર દીશથી આઠારેરે વા.
પાર્વતીજીને મોકલ્યાં ઉત્તકંઠ શીવકેદારે મારા ૧૪
ગુરૂનાથજીના સુત જનક હરગોવિંદરે વા.
તેમના સુત હરીનારાયણુ આચાર્યચંદ મા. ૧૫
વેદ વીધીયે ઇષ્ટે સ્વહસ્તે સ્થાપ્યારે વા.
મને દીવાળીમાયે હરી આશીરવાદ આપ્યા મા. ૧૬
વટક્ષેત્રમાં પ્રથમ તીર્થ વિશ્વનાથરે વા.
કર્યો ભુકતી મુકતી હેતે લોકુ કામ મા. ૧૭
ઉપવીત વાળાં ટેડાં બાણુ બહુ આકારે રે વા.
આરસ કેરી જળાધારી ઝળકારે મા. ૧૮
આઠમુ તીર્થ કેદારી પાર્વતી પાસેરે વા.
માના ગોખ ઉપર ગુરૂ ગોપાળકૃષ્ણ અવીનાશ મા. ૧૯
નૈરૃત ગોખે નીલમાધવ તીર્થ બીજુરે વા.
વાવ્યે ગુરૂ પાદુકા પ્રેમ કરીને પુજુ મા. ૨૦
ડુંડીરાજ એ ત્રીજુ તીરથ ગોખેરે વા.
સઉ વીઘ્ન હરીને દેના આપો શોખે મા. ૨૧
ત્યાં નંદી કુમેને વકએતશીયા હનુમાનરે વા.
ડંડપાણી ચોથામાં ભુતનાથ શીવ ભગવાન મા. ૨૨
વળી વડતરૂ મુળે અમરકંટેશ્વર રાજેરે વા.
ત્યાં તુલસી જાસુદી બાગ બગીચા ગાજે મા. ૨૩

પાંચમા ભૈરવ છઠ્ઠાં ખોડીઆર કાશી માતરે વા.
સાતમાં ગુહાંગંગા અન્નપુર્ણા શ્રી સાક્ષાત મારા. ૨૪
ત્યાં દીવાળી માતની પાદુકા પુજાયરે વા.
ત્યાં શારદા માનાં ગુપ્ત દર્શન થાય મા. ૨૫
નવમા મણીકર્ણીકેશ્વર પેસતાં ઘાટેરે વા.
ચંદ્રા સુરજ શની મંગળ મણીકર્ણીકા ઘાટે મા. ૨૬
મોહનલાલને કેદારોયે પડછા દીધારે વા.
પછી વૃજજનોયે યજ્ઞના આદર કીધા મા. ૨૭
શી તોતેરની શીવરાત્રે થયા યજ્ઞરે વા.
બાળુડો નાગ ફરે મુળથી થઇ મગ્ન મા. ૨૮
કાળો દંડમાંને વીશ્વનાથે ભુરો નાગરે વા.
એમ જાગતાં જોત તીરથ મળીયાં મહા ભાગ્યરે મા. ૨૯
શીખે સુણે વટક્ષેત્રનો ગરબો ગાયરે વા.
કહે દાસવીપો તેનો ગૌલોકે વાસો થાય. મા ૩૦

## દંડપાણેશ્વર મહાત્મ.

રાગ. ધન ધન જેણે જીભે હરી ગુણ ગાયારે
દંડપાણેશ્વર તમને દંડપ્રણામરે
ભુતનાથ માંહે ને પુઠે અમરકંટ ધામરે ૧
વટક્ષેત્રે જ્યાં પ્રગટ્યા વિશ્વનાથરે
ત્યાં પધરાવ્યા દંડપાણીને સાથરે. ૨
સંવત ઓગણી ઈઠોતેરની સાલેરે
ગંગા અન્નપુર્ણા દંડ સ્થાપ્યા દયાળેરે. ૩

ડંડપાણી એ યમરાજા કહેવાયરે
દર્શન પુજને યમદુતના ભય જાયરે. ૪
પ્રદક્ષણા કરે શીવને વડની તેનેરે
લક્ષચોરાશી ફરવી ના પડે એનેરે. ૫
ફરતો બોતેર કોટી યમનો વાસરે
પ્રદક્ષણાયે જાય નર્કના ત્રાસરે ૬
વડને પુજાયે અક્ષય વડ પુજાયરે
શ્રાધ કર્યાથી પ્રયાગ પુજન ફળ થાયરે. ૭
વટક્ષેત્રમાં બીજુ તીર્થ દંડરે
દાસવિષાને શેવા દયો અખંડરે ૮
વડતરૂ નીચે નાજુક દેવળ સારરે
ગણપતી મારૂતી નંદી ઉમાજી ઠારરે. ૯
વીશ્વનાથ શીવગુરૂ ભુતનાથ ઇશાનરે
દાસવીષાને ઇષ્ટ ચરણ દયો ધ્યાનરે. ૧૦

## વટક્ષેત્રમાં કાળભૈરવનું પદ

રાગ વાલાજીના મહીનાનો

વટક્ષેત્રમાં કાળભૈરવ રખવાળરે વાલાજી
અગની ખુણે દેવળ વીર વીશાળ, વા. ૧
આઠદીશાયે આઠ ભૈરવનાં ધામરે વા.
મારાં રક્ષણ કરજો તમને દંડપ્રણામ, વા. ૨

બળીયા દેવનાં બેસણાં આમાં આજરે વા.
મારાં રક્ષણ કરજો તમને દંડવત પ્રણામ. આ. ૩
જીવતાં ન આવે લેખણ ઘર જવારેરે વા.
અંતકાળે જઇ કરીએ કઠોર દાન, આ. ૪
વટક્ષેત્રમાં પાંચમું તીર્થ આપરે વા.
કહે દાસવીનો ગુરૂ ગોપાળકૃષ્ણ પ્રતાપ, આ. ૫

## ગુહાંગંગા તીર્થ.

રાગ. ચાલતો.

ગુહાંગંગાનાં વટક્ષેત્રે છે ધામરે વા.
દંડપાણીથી બાંધ્યજુએ વિશ્રામ, આ ૧
સઉ તીરથો જ્યારે કાશીક્ષેત્રે આવ્યાંરે વા.
ત્યારે ગુપ્તગંગાને કાશીમાં પધરાવ્યાં આ. ૨
સતયુગના આરંભે થઇ આ વાતરે વા.
દ્વાપરે ભગીરથે પ્રગટ આણ્યાં માત આ ૩
ગંગાજીની ત્રીજાભાગની ધારરે વા.
શીવની એક જટથી ઉતરી સાર. આ. ૪
અલ્પ અંશે ભાગીરથી ગંગા વેહેછેરે. વા.
કોટી અંશે શીવજીના શીશે રહે છે. આ. ૫
તેથી લક્ષ ઘણાં ધ્રહ્મ ઘણાં આંખો, વા.
એ આદી ગુહાંગંગા પુજાય છે આંહી. આ. ૬

હાવે બહેરાંથી આ બંસીના સુણાયરે વા.
તો ગુહાંગંગાને ઓહો ગણી પીડાય. મા. ૭
અન્નપુર્ણા મા ત્રિલોકને દે આહારરે વા.
તેને શીવે તેડાવ્યાં વટક્ષેત્ર મોઝાર મા. ૮
દેવળ ઉપર મહાલક્ષ્મી બીરાજેરે વા.
દીન દાસોનાં દળદર હરવા કાજે મા. ૯
ગંગાને ચરણે દીવાળીમાનાં પગલાંરે વા.
જેની પુજા કર્યાથી પાપ કપાયે સઘળાં મા. ૧૦
સરસ્વતી માતા ગુપ્ત પુજાયે માંહ્યરે વા.
રૂખી લક્ષીતા દાશી સમાઇ ગયાં છે ત્યાંહ્ય મા. ૧૧
ગંગાસ્વામીએ ગુહાંગંગનો મહીમારે વા.
કહે દાસવીશો નવરાત્રીયે સુખની નહી શીમા. મા ૧૨

## વટક્ષેત્રમાં કાશીતીર્થ.

રાગ ચાલતો.

કાશીક્ષેત્રેશ્વરી કાશીમાતા નામરે વા.
ખોડીયાર ક્ષીમંકલ્યાણી છે ઉપનામ. મા. ૧
મઉ શેવકની હરજો માજી ખોડરે વા.
કરીયે કરૂણાયે તીરથમાં કર જોડ મા. ૨
વટક્ષેત્રમાં નેરૂત પશ્ચિમે માતરે વા.
છો આદય તીરથ પછી સર્વે આવ્યાં આંહ્ય મા. ૩

તમારી પીઠમાં સવ સમાયા દેવરે મા.
જય કાશી માતા કરૂ કૃપાયે શેવ. મા. ૪
આદયનારાયણી છે ઇષ્ટ આપ આધીનરે મા.
કહે દાસવીપો ઠરૂ સર્વ હરો વીઘ્ન મા. ૫

## નીલ માધવ મહાત્મ

સવૈયા

નીલ માધવ ઘનશામ નમું છું
ટેક મુકી વટતીરથમાં
ઘટે દાસના ટેક રાખવા
તેમાં ઉતર્યા અવનીમાં ૧
જળ મળથી થઇ ભુમી તે ઉપર
મનુરાજા ઉતર્યા પહેલા
દેવ પંચાયન પુજવા લાગ્યા
કાશીક્ષેત્રે શીવ સ્થાપેલા. ૨
શંખોદ્ધાર ક્ષેત્રે નીલમાધવ
જ્યાં જગદીશ બીરાજે છે
બિંદુ હદપર ઇંદ્રદ્યુમનરાયે
સેવા કરીએ અહી આજે છે ૩
નીલમાધવ વીના તીર્થ નકામાં
કાશીમાં વેણીમાધવ છે.
પંચગંગાના ઘાટે બીરાજે
પ્રયાગમાં પણ વેણીમાધવ છે. ૪

સીદ્ધપુરમાં ગોવિંદમાધવ
દ્વારીકામાં રાયમાધવ છે.
ઉગ્ર પીઠોગે માધવ પુજાય
તેજ અહી નીલમાધવ છે. ૫
સત્યનારાયણમાં નારદે પુજ્યા
શ્વેતચત્રુભુજ માધવ છે.
રેવા અનુસુયા ક્ષેત્રથી મળીયા
સ્વયંભુ તે આ નીલમાધવછે. ૬
અદભુત મુરતી મલક મલક મુખ
શંખ ચક્રને પદમગદા
શ્વત મુરતી સઉ શણગાર ધારી.
વટક્ષેત્રમાં શોભે સદા ૭
કમળ તુલસી પુષ્પ ચઢે છે
કભોટે પડી નાના ગામે
વિશ્વનાથ દેવળમાં નૈરૂતે
દર્શનથી સંકટ વામે. ૮
આરસપાણની અદભુત મુર્તી
કદ્રત પ્રમાણે પ્યારી છે
ઇષ્ટ તણા છડીદાર ચેતાથે
રાય રણછોડ બલીહારી છે ૯
મહાત્મ અધીકં છે પુણ્યમે શ્રાવણું
સત્યનારાયણ કથા સમે

ઘણું આગળ છે ઇષ્ટ પાડુઆ
ઇષ્ટ તો રેહેકે પૂજમાં રમે ૧૦
જોગણીસે અન્નનાથીની ચાલી
મહાશીવરાત્રીયે સ્થાપ્યા છે
મણીકર્ણીકેશ્વર પણ તે દીન
સ્થાપી રાત્રુ કાપ્યા છે ૧૧
તેજ દીવસની આશા અધુરી
પુરવી ઘટે છે નીલમાધવજી
દાસવીપો કહે ટેક મુકીને
ઇષ્ટ સેવીયે યાદવજી ૧૨

## મણીકર્ણીકેશ્વર.

રાગ મનમાનીતા મોહન લાગો પ્યારારે.

મણીકર્ણીકેશ્વર વટક્ષેત્ર ઘાટે બીરાજ્યારે
ગંગાજીનો ઉત્તમ ઘાટ, મહીમા ઝાઝારે. ૧
અંતકાળે જો દર્શન થાય, તો યમ નાસેરે,
આખા જન્મનાં પાતક જાય, સત્ય વીશ્વાસેરે. ૨
કદી શબ પર વાયરા વાય દેવળ કેરારે.
કે દ્રષ્ટી જો શબ પર થાય, તો મોક્ષ ભલેરારે. ૩
જેનાં ભાગ્ય હોય તે ચેતે, નમતાં જાયેરે,
હાથે કરી જવું હોય નર્ક, જીવે નીંદાયેરે. ૪
મહા સ્મશાનના રખવાળ, ફરી નથી અવતારે.

સદગુરૂ ગોપાળ કૃષ્ણ ભટ્ટ ચરણે કરનાંરે. ૫
ચઢે આક ધતુરો બીલી પુષ્પ જળની ધારારે
મહાત્મ પ્રદોષ અમાંસ વ્યતીપાતે સોમે સારાંરે ૬
મણીકર્ણીકા ક્ષેત્રના ઘાટ ટોડે રવી ચંદ્ર છે
શની ભોમ રહ્યા રખવાળ છત્રધારી ઇંદ્ર છે. ૭
મારી રમતને કરી સત્ય ને આશા પુર્ણ કરો.
સહુ દુખી વીયોગી દાસ જળ મીન પેઠ ઠરો. ૮
દુખ દાળીદ્ર કળીને અસુર યમ રાય નડે નહીં
રમીયે ઇષ્ટ સંગે રાસ દાસવીષ્ણ કહે આહીં. ૯

## ડુંડીરાજ ગણેશ.

### રાગ ઢાળ.

ડુંડીરાજ વક્રક્ષેત્રના વાસી
વીઘ્ન હરો ગણેશરે
આદી અંત મધ્ય એક આનંદે
ઇષ્ટને જોવું હંમેશરે ડુંડી. ટેક.
નીરમાઇક અવીનાશી પરબ્રહ્મ
માયાના દેશમાં ભાસ્યારે
નીજ પ્રકૃતીથી પુરૂષ સ્વરૂપે
બ્રહ્મ થઇ બ્રહ્માંડો વાસ્યાંરે ડુંડી ૧
દરેક બ્રહ્માંડમાં દેવ પંચાયન
પ્રપંચ સારૂ દેખાયારે

માયાવે છતાં માયા રહીત ઇષ્ટ
સંતોથી પુજાયારે ડુંડી. ૨
તે પંચોમાં આદી બ્રહ્મરૂપ
આનંદ દંડી ગણેશરે
એ તાર રેહેતો પ્રપંચ જીતાયે
ત્રીકાળે જય હમેશરે ડુંડી ૩
માયાની જાળમાં જીવ ઝકડાયા
ઉપાસને પાર નાવેરે
ડુંડીરાજ શેવ્યે જાળ જીતાયે
સદગુરૂ જો સમજાવેરે ડુંડી ૪
પુજન કરી મહાલુ તીરથમાં
ગુરૂ ગોપાળકૃષ્ણ રીઝેરે
સઉ શરણુજન શેવીયે સંપી
વીઘ્ન વીયોગ દુર કીજેરે ડુંડી ૫
આપે રમતમાં બ્રહ્માંડ કર્યાં જેવાં
તેવું રમત મારૂ ક્ષેત્રરે
સાચુ કરો સઉમાં આપ છો સાથા
આપી વીવેકનાં નેત્રરે ડુંડી ૬
દુર્વા બીલી ફુલ શીંદુર સોહીયે
મોદકના દળ લાડુરે
સદ્ગુરૂ ગોપાળકૃષ્ણ શેવુ સદા
દાસવીષાનુ સપાડુરે ડુંડી ૭

હરેક ચતુર્થીયે મહીમા મોટો
મોટાં માપ વધારેરે
હાસવીશાને દીનદીન વાહાલા
ડુંડીરાજ છઇ હારેરે          ડુંડી. ૮

## બળીયાદેવ મહાત્મ.

રાગ. સાચા સમજીરે શ્રી હરીભજને પ્રાણી.

વટક્ષેત્રમાંરે, વીશ્વનાથ બીરાજ્યા
ઓગણી તોતેરનારે જેઠ વદી દસમે ગાજ્યા. ૧
બહુ તીર્થ રથાપ્યાંરે પ્રગટ છે પડછા સઉના
ચુંવોતેરની સાલેરે ભડકા પ્લેગના દવના ૨
રૂમે ભવાનીરે મડદાં જાય મશાણે
બળીયો રૂમ્યારે પોસ થયો જે ટાણે. ૩
નીશાથતામાં આવ્યાં દળ એ બેઉનાં
શીવજીયે ખાળ્યંરે ઝાંપામાં રણતુર જેનાં ૪
નવ દેખાયેરે ને મારા મારી સુણાયે
પાડોશી ભડકયાંરે પછે કર્યો ખેલ બળીયાયે ૫
રમ્યા બે ત્રણુનેરે વીશ્વનાથ મુજને ખાળે
ગામ ઉજડ કરેરે પણ તીરથ સંભાળે ૬
વટક્ષેત્રમાંરે અને ગામ થઇ પધરાવો
સઉ ભેગુ મારેરે આવી લેવો લ્હાવો ૭

તો થાય શાંતીરે કે ગામ થયું છે લેશું
રમ્યા પુજારીનેરે શીમાડેથી લાવ્યા માથું ૮.
કાળ ભૈરવનીરે સામે સ્થાપના કીધી,
શ્રીફળ દીવારે ગોળ તુળાયો સીધી, ૯
સંકટ શમીયાંરે તીરથ બળીયો શોભાવે
બાધાઓ આવેરે વીરને લાડ લડાવે. ૧૦
શીળીનાં સંકટરે હોય તે આવો અહીંયાં.
સર્વ સવડછેરે શીળી સુંદરી ઉંયાં ૧૧
ખેલાડુ ખેલેરે ગોળ તુળાયો થાયે
શ્રીફળ તોરણરે દીવા જળહળ થાયે ૧૨.
મુઠીયાં ચુંદીયાંરે ટાડોડીયાં દુધ જળનાં
કોદરા મેથીરે ઝાળા ખીલાં ફુળનાં ૧૩.
કાંઠા કુલડીયોરે તારુ તાઢોડીયાં દીવા
વટક્ષેત્રમાંરે બળીયાથી નીત્ય નીત્ય વીવા ૧૪
આવે વધામણાંરે મંગળ વાજાં વાગે
દુખ જાય સહુનાંરે તેથી સારૂ લાગે ૧૫
બાથીક્ષત્રીરે આવું આવું કરે છે
બળીયા ક્ષત્રીરે ઈષ્ટ હરમાર ટરે છે. ૧૬
હું પણ શેવુંરે કામના પુરણ આવા
સદગુરૂ ગોપાળકૃષ્ણને લાડરે લડાવા. ૧૭
દુખ દળદર સહુ આશ્રીતનાં કાપો
કાસવીવાનેરે અવીચળ તીથે સ્થાપો. ૧૮

# કેદારી પાર્વતી મહાત્મ

રાગ આજ મને આનંદ અતી ઘણો વાધ્યો.

વટક્ષેત્ર વિશાળ આઠમુ તિર્થ ઉમા
લેઇ ઓવરણાં લાખ પ્રોત્યે કરૂ પરકમા ૧
શીવ પ્રતીષ્ટા કાજ મહુરત જ્યારે
આપ્યાં શમણાં માત હું ઉત્કંઠ દેહારે ૨
પ્રગટ સ્વયંભુ બાણુ વીશ્વનાથ છે માટે
ઘડતર મુર્તી ન હોય હું આવું શીશ સાટે ૩
પુજતા જઇ કેદાર કુલાભાઇ માજી લાવ્યા
પુષ્પ સમા થયા ભાર શેવકજન હરખાયા ૪
સુવર્ણ સમ ઝળકાર નીજ જનથી દેખાયો
પધરાવ્યાં વડ હેઠ ઝણુકો શીવે સમાયો. ૫
ઓગણીતેતેરના જેઠ વદી દશમીયે માજી
વીશ્વનાથ દેવળ બીરાજ્યાં મા ઉમાજી ૬
અદભુત મુર્તી માત સર્વે અંગો સારાં
જ્યોતીલીંગ સમ ધામ જાણે તેને પ્યારાં ૭
તેથી પુજજો સર્વ તીર્થોદક પણ લેજો
નીલમાધવ છે સાથ માટે પ્રસાદ સેહેજો. ૮
સાધ પ્રદક્ષણા માટ તેથી અહીં ના થાયે
હરીહરક્ષેત્ર ગણાય પ્રસાદ તેમાં લેવાયે ૯

જળાધારી ઉપર અર્પે તેજ શીવાર્પણુ
ફરતા પ્રસાદ લેવાય હરીહર ક્ષેત્રે ન ખાંપણુ ૧૦
ડંડપાણી ભુતનાથ અમરકંઠ મણીકર્ણીકેશ્વર
ત્યાં શીવ નીર્માલ્ય સાર તજવાં સર્વે અવસર. ૧૧
નવરાત્રી રવીવાર શીવરાત્રે માજીનો મહીમા
કેદારી પાર્વતી માત આદય શકતી ઉમા ૧૨
પંચાયન પીઠદેવ પ્રકૃતીથી દરસાયા
આદય પ્રકૃતી આપ મેહેર કરો મહંમાયા ૧૩
રમવા પુરણબ્રહ્મ નંદભુવન પધાર્યા
સુને મળ્યા તે નાથ વાણારશીથી પ્યારા ૧૪
હું હતો આપનો દાસ આપે અંગામાં આપ્યા
તેમણે થાપ્યાં વટક્ષેત્ર તેમાં તમે શીશ પર થાપ્યા ૧૫
ધરો સોળ શણગાર રૂપ કળ્યાં ના જાયે
મા વીન કોણ પુરે કોડ માગુ લાગી પાયે ૧૬
તમને વાહાલા વિશ્વનાથ ત્યમ મને છાજે માજી
સદગુરૂ ગોપાળકૃષ્ણ શેવાયે થઇને રાજી ૧૭
રૂતુરૂતુનાં લાડ મોકળા મનથી થાયે
શેવકજનને ઘેર રમવા રશીયો જાયે ૧૮
જઇએ શેવા કાજ મળતા સતશંગ રંગે
અંત્રે થાય અપાર યજ્ઞ ભજન ઉમંગે ૧૯
હણુગી જન હમેશ મુજ સંગ સુખ માંણે
હળીંદ્ર જાય વિયોગ સપી કરે કેકાંણે ૨૦

વંશપરંપરા બાળ પુજારી શેવક શેવે
વેદ પુરાણું થાય વંચો આ મહાદેવે. ૨૧
આ નદે શત્રુ રાય અખંડ ડંકા વાગે
બાત્રીની ખણી ભીઠ વટક્ષેત્રમાં લાગે. ૨૨
અન્ન જળનાં સંકટ સમે સઊ ગંગા નાહાયે
નીત્યે આવે કીર્તન સદાયે શાંભ ભરાયે. ૨૩
અન્ન જળ ને સતસંગ સદાવ્રત તેનાં થાવે
આવે સાચા સંત મહીમા જાણી માહવે. ૨૪
નવે તીર્થ દેવળ સોના કળશે ચળકે
વડ બીલી પુંદા વૃક્ષ ફુલ બગીચા ફરકે. ૨૫
સઊના સમાસ થાય એવા થાય ઓસારા
ઇશનાં દર્શન થાય સઊને લાગે પ્યારા. ૨૬
ચારે ધામમાં ચર્ચાય વટક્ષેત્રનો મહીમા
જાને શંક હું થાઊ પામુ શાંતી શીમા, ૨૭
મહાત્મા ગાંધીજી સાર સુર્ય સમા ઝટ મહાલે
ચારે ખંડમાં ચકુ ગાંધીજીનાં ચાલે. ૨૮
મર્યાદના લોપાય સનાતન વર્ણો કેરી
કળી બળ તિર્થ સમાય શમે દામાદી વેરી ૨૯
વૃજલાડીલો વાહાય શસે વીણા વેરી
વટક્ષેત્રે શેવાય મટે બવાખ્યી ફેરી ૩૦
માગ્યા મુજબ થાય, વટક્ષેત્રની લીલા
દાસત્રીવો ગુણ ગાય જયમ હનુમાન હઠીલા. ૩૧

# વટક્ષેત્ર મહાલક્ષ્મી પ્રાર્થના.

રાગ. ચોપાઇ.

વટક્ષેત્રનો મહીમા જેહ
ઇષ્ટ કૃપાયે ગાયો તેહ
મહાલક્ષ્મી જો રીઝો તમો
તો કૃતાર્થ થઇએ હમો ૧
બાળક હજુરીદાસ દુખી
ઇષ્ટની આશે સર્વ સુખી
ધણીની આશા ના કરે કાંઇ
બીજાંની આશે સતમાં હાંણ ૨
તન તોડી શેવુ હરબાર
તેમાં ન થાય આશ્રીતની વાહાર
એમ વહેમાયે મુજપર સાર
માટે માગુ માજી વાહાર ૩
વરસ બેએકથી આપી અર્જ
તો પણ પુરીના બજાવો ફર્જ
પ્રગટ પડછા દેખી કહુ
દુખ દાળીદ્ર હરજો સહુ. ૪
તીર્થમાં પણ દરીદ્ર દુખ
ક્યાંથી પામુ સતસંગ સુખ

રેહમ છેહમ તીર્થ રેહો
અન્નપુર્ણા રૂપ પ્રસાદ દયો. ૫
સરસ્વતી રૂપે સતસંગ દયો
સઉનાં વીયોગ સંકટ હયો
સતસંગ બંધ હોય દરબાર
વેગે વેહેલી કરજો વાર ૬
હું તો શેવામાં માગું લાભ
પણ શેવકનો ટુટે ભાવ
માગ્યું પાર્વતી પાસે જેહ
દયા કરી સઉ દેજો તેહ. ૭
તો તવ તીરથ ઝળકે માત
સઉ શેવક ઠારો સાક્ષાત
સદગુરૂ ગોપાળકૃષ્ણ કીજે
દાસવીધા પર દયા કીજે ૮
છષ્ટ સરણે આપનાં ધામ
બીજો ગંગા પર વીશ્રામ
ત્રીજે થાવ શેવકને હાથ
દાસવીધાયે ભીડી બાથ ૯

## વટક્ષેત્રના નાગનું વર્ણન.

મોતીદામ છંદ

વટક્ષેત્રે નાગ ના હોય કેમ
હરીહર બેઉના પુરણ પ્રેમ
શીવ ધર્યા કંઠે વીંટ્યુ એ સમજાય
બુરા કાળા નાગ પ્રથમથી જ્યાંહા — ૧
ડંડપાણી વીશ્વનાથને વીંટાય
ભાગ્યશાળી દાસને દર્શન થાય
વાભ્યમુખે નાગપાશ રચ્યા જ્યાંહા
તમારા સ્થાપન કીધાં ત્યાંહા. — ૨
સ્વામીજી સત્તાધીશ કહાવે
શેવકને દેવળમાં ડર આવે
માટે રમો અદ્રશ્ય તીરથ આપ
ગોપાળ સહુએ શીવના જાણી પ્રતાપ — ૩
ગોપાળ સહસ્ર પાઠ કે પદ જ્યાં પુજાય
સર્પ વીખ મહામારી ભય નવ થાય
તમારા મુખમાં અમૃત ઝરજો
દાસવીષો દ્રષ્ટ ચરણ ક્ષેત્ર ઠરજો. — ૪
કરે નાગ પંચમીયે નાગ પુજા
તેનો વંશ વાધે ચઢે ધર્મ ધ્વજા
શેજ ને શણગાર છો હરીહરના
દાસવીષો કેહે નાગ શેષ કુંવરના — ૫
કીડીને ઉપેઇ કરે કેર
છુપા શત્રુ કરે ઉંડાં આંખી વેર

નાગદેવ તેનો બંદોબસ્ત કરજો
દલપતીયો કેહે નાગ પુજન કરજો ૬

## વટક્ષેત્રે મારૂતી મહીમા.

રાગ મારૂ ચોપાઇ

વટક્ષેત્રે વીશ્વનાથ શીવ પાસ
વડખેતમૈયા હનુમાનજી રામ દાસ
ઇષ્ટ સેવા પોતાના જેવી આપે
પોતે ભાગી ભીડો તેવી અહીં ભાગે. ૧
ગ્રહ પીડા પ્રેતની પીડા શમાવે
શનીવારે શીંદુર તેલ ચઢાવે
આકડાના હાર ચઢે તુલસી દળ
શત્રુના સંહાર કરે છે સબળ. ૨
બીજા દંડપાણી જ્યાં ભગવાન
તેમાં ભીડભંજન છે હનુમાન
સકળ ભીડ ભાગે સીંદુર તેલે પુજ્યે
દાસવીપો મારૂતી બળથી ઝુઝે. ૩

## વટક્ષેત્રે વટતરૂ બ્રંહ્મા મહાત્મ્ય

રાગ. રાધાપતી રમાપતી

વટક્ષેત્રે વટતરૂ એક ગુણે શું ઉચરૂ
નૃગ્રોધ વડ કેલાસે તેવો શીવ ઘર ભાસે.

વટતરૂયે કાકભુશંડી કથા કરે છે આખંડી ૧
તેવાં અહી ભજન કથા મટે સર્વે વ્યથા
ગોગણીત્રેસટમાં સ્ત્રુતા ભુમી ત્રટમાં ૨
વડતરૂ વૃંદા ઉગ્યાં સંગે ખજુરી શોભ્યાં
તુલસી લગ્ન પાંચ થયાં વડે લીધે જળ સીંચાયાં ૩
ત્યાં શીવ ગુપ્ત પુજાયા સાત વર્ષ વહી ગયાં
બાળાવડ ડાળ નાંખી જળધારી ઝરી ત્યાંથી ૪
ગુપ્તેશ્વર પર ઝરે લોક સહુ પુજન કરે
કાળો નાગ રક્ષા કરે પુજાય જે પ્રાત અરે ૫
અજાણે કો પત્ર ચુંટે તેને ત્રાસ તર્ત ઉઠે
મુળ થકી શીવ નીકળ્યા વીશ્વનાથ દેવળે વળ્યા
તરૂ તળે દેવળમાં ડંડપાણેશ્વર સ્થાપ્યા
મુળમાં અમરકંટેશ્વર પધરાવી કષ્ટ કાપ્યા ૬
વણારશી વિશ્વનાથે
જેવી કાશી વિષ્ણુને દીધી
પોતે કેદાર ક્ષેત્રે વસ્યા
કેદાર કાશી પોતે લીધી ૭
ત્યમ વટક્ષેત્ર દેવળે
હક શીવે વીષ્નુને દીધો
માટે ત્યાં હેવાસ આસાદી
શીવકે લાહાવો લીધો ૮
શીવે વટતરૂ તળે

ડંડપાણુ યોગ આધે
નીર્માલ્ય ત્યાં ન લેવાય
લેતો પીડાય બાધે                                        ૯
વીશ્વનાથ એ વિષ્નુ કાશીં
વડતળે શીવ કાશી
ભૈરવ ગંગા વીષ્નુ કાશીમાં
સમજજો વૃજવાશી.                                        ૧૦
શીવ કાશીમાં શ્રાદ્ધ થાયે
તરૂ તળે ગયા ફળે
વડસ્પર્શે પ્રાગ ફળે
પ્રદક્ષણાયે ચોરાશી ટળે                                    ૧૧
બહોતેર કોટી યમદુતનો
વાસ છે વડ ફરતો
એકાદશ રૂદ્ર ગણો
પુજાય ત્યાં રસ્તો.                                        ૧૨
તુળશી મુળે ગદાધર પદ
દેવાય પીંડ તહી
તે રજે સઊ વ્યાધી મટે
પીશાચ મેચન તીર્થ આહીં                                  ૧૩
હૈયા ફુટ કોઇ જાશો નહીં
શેવક હું શીશ સટે
શ્રદ્ધા હોય તો કરજો
નહીં તો ભવ ક્યાંથી મટે.                                 ૧૪

વટપત્ર વટશાખાને
પુજજો પ્રેમ કરી
વટક્ષેત્રની રજને
હરખજો શીશ ધરી                    ૧૫
અર્ધ પ્રદક્ષણા શીવની
દંડપાણી તીર્થે કરો
વડ તુલસીજી સહીત
આખી પરકંમા ફરો.                    ૧૬
જેજે તીર્થો અહીં આયાં
તે તેની પીઠા જુની
વેત હોય તો ત્યાં પણ જાજો
શેવા કરજો અહીંથી સો ધણી.            ૧૭
હું તો તે તુલ્ય દેખું
ફળ લેગાં તેથી સો ઘણું.
દાસવીષો ઇષ્ટ બળે કેહે
શ્રેય છે અહીં શેવકો તણું.

## વટક્ષેત્ર નંદીકુમેં ગુરૂપાદુકા મહાત્મ.

### રાગ સવૈયા.

શીવગણ નદીકુમં દેવળમાં
પીઠે શીવને ખેલાવે છે

તેને પુજતાં દર્શન કરતાં
ઉમયા મુખ મલકાવે છે. ૧
નંદીની પુઠને પાયે પડતાં
આનંદી આનંદ દે છે.
વાંધા વચકા માફ થાય છે
કુર્મ પીડ જે કર દે છે. ૨
ઉમા શીવને ગણેશ શીવને
મારૂતી શીવ વચ્ચે જવાય નહી
ના ચાલે જાય તો કુર્મ કૃપા કરે
દોષ ક્ષમા થાય તત સહી. ૩
ગંધાક્ષત કુસુ ચઢે એમને
ઘંટાનાદ થયે જય થય
પંચ વત દેવમાં ભેદ પરસ્પર
તે ગુરૂપાદ પુજ્યે સમાય. ૪
સર્વ દેવની રીત પુજા જુદી
ભણ્યો ભુલે ને તારો બુડે
મહાકારણમાં કારણ સમાવે ગુરૂ
પાદ પુજ્યે ભીજના ઉડે ૫
એકતા થાએ ગુરૂ પદ પુજ્યે
એક પુજ્યાથી અનેક ફળે
તે માટે સદગુરૂ પદ સાક્ષી
કોટી જન્મનાં પુન્યે મળે ૬

હૃદયમાં ગુરૂયે કળ દીધી
તેમાંથી ગઇ કોટીમાં એક
દાસવીસે વારી જાય ચર્ણુ પર
એકના અનેક અનેકના એક ૭

# ત્રક્ષેત્ર વિશ્વનાથ મહાદેવમાં

ઇષ્ટ બીરાજ્યા હોય તે વેળાએ
સર્વે તીર્થના દેવો ઇષ્ટને જમાડી જમે છે.

તે વિષે. થાળ. રાગ જમો મારા વાલા હું ચંમર ઢાળું.

જમો મારા ગોપાળ કૃષ્ણકૃપાળુ
હરી હર કાશીક્ષેત્રે મુખડાં હું ન્યાળુ જમો ટેક
અન્નપુર્ણાજીયે સામગ્રી કીધી
લક્ષ્મીજીયે બીડી પાનની લીધી. જમો ૧
શારદાયે ચંમર ગંગાજીયે ઝારી
કોળીયા ભરાવે વિશ્વનાથ કેદારી જમો. ૨
નીલમાધવજી ખમા છડી બોલે
ડુંડીરાજ વાયુ પંખાથી ઢોળે. જમો. ૩
ડંડપાણી ભુતનાથ અમરકંટેશ્વર
મણીકર્ણીકેશ્વર હરખે પરસ્પર. જમો. ૪
કાશી માતા કરે કાલાવાલા
બળીયા ભૈરવ શની સોમદ્વાર પાળા. જમો. ૫

રવી શશી દીપ જુદા વડ કરે છાયા
આ રોગો માતા યશોદાના જાયા જમો. ૬
નવે તીર્થના છો લાડક વાયા
વટક્ષેત્રે મહેમાન ગોલોકથી આયા. જમો. ૭
આપનાં નેણુંથી કોટી બ્રહ્માંડ થયે
આપનાં નેણુંમાં ઉગી ખીલી શમાયે જમો. ૮
એવડા મોટાની દેવો શી કરે શેવા
બાળ બની આવ્યા શેવાયો લેવા જમો. ૯
મારૂતી નંદી કુર્મ કુટે કાખલીઓ
ક્યાંથી વટક્ષેત્રે આ યોગ મળીયો. જમો. ૧૦
રાધા સખીયે ફુલ સેજ સુધારી
પોઢો ગાયો ગોપી તમને છે પ્યારી જમો. ૧૧
શાંતી નિવર્તીયે શેવું સદાયે
નીજ જનોને દારો અહાવી મઝાયે. જમો. ૧૨
નવે તીર્થ દેવોને પ્રતી દેવો
આપનો પ્રસાદ પરીપુર્ણ લેવો. જમો. ૧૩
વીનેકે દેવો સઉ પ્રસાદ આરોગો
વટક્ષેત્ર દેવો માનો રાજ ભેગો. જમો. ૧૩
નવની પ્રસાદી દાસવિષ્ણો ચહાયે
વટક્ષેત્ર દેવોને લાગીને પાયે જમો. ૧૪
હરીહર કાશીક્ષેત્રે સુખડાં હું ન્યાળું.
જમો મારા ગોપાળ કૃષ્ણકૃપાળુ

# વટક્ષેત્રની આરતી.

હરીહર કાશીક્ષેત્ર, વટક્ષેત્રે વશીયા (૨)
સદગુરૂ ગોપાળકૃષ્ણ (૨)
શેવી મારાં મન હશીયાં વટક્ષેત્ર તિર્થ. ૧
પ્રથમ મહાદેવ વિશ્વનાથ, ભુકિત મુકિતદા (૨)
બીજા નીલમાધવજી (૨) સદગુરૂજી સુખદા. વટ. ૨
ત્રીજા ડુંડીરાય વિઘ્ન હરણ કર્તા (૨)
ચોથા ડંડપાણેશ્વર (૨) યમ ભય સંહરતા. વટ. ૩
પાંચમા કાળ ભૈરવ કાળ સુફળ કર્તા (૨)
છઠ્ઠાં કાશીદેવી (૨) ઠારે અહીં ઠરતાં. વટ. ૪
સાતમાં ગુહ્યંગગા તિર્થ રજે મુકિત (૨)
આઠમાં કેદારી ભવાની, ( ) દયો ગમતી ભકિત વટ. ૫
નવમા મણીકર્ણીકા ઘાટ ઉંડા ઉતરે (૨)
નવે થઇ નવધા ભકિત, (૨) દયો તો દાસતરે વટ. ૬
પ્રેમ લક્ષણા પાર, નવની દશમા તમો
મન સુખ લોચન નીત્યે (૨) ગોપાળકૃષ્ણ રમો.
મારા નાથ રમો વટક્ષેત્ર તિથ ૭
વટક્ષેત્રની આરતી જે કોઇ ગાશે, જે ભાવે ગાશે
વિશ્વનાથ પતિ હરીજન વિશ્વનાથ પતિ ગુરૂજન
ગૌલોકે જાશે તિર્થ સુફળ થાશે. વટ ૮
હરીહર કાશીક્ષેત્ર, વટક્ષેત્રે વશીયા (૨)
સદગુરૂ ગોપાળકૃષ્ણ (૨) શેવી મારાં મન હશીયાં વટ ૯

## હીંદોળો વંશીવટ બાગમાં

રાગ, ગુલણીનો.

તીલક કસ્તુરીનાં શોભે છે ભાળમાં
કૌસ્તુભ ગુંજાના હાર
નાકની અણીએ રાધાની નથણી,
મોરલી કરમાં ઝારરે, ઓ ! તારો ઝોલો
વાહુવા હીંદોળો, ફુલવાડી ફરૂકે, દીપમાળ ઝળકે
મોર મેના ડોલે, દાદુરડાં બોલે, ટેક.
કેશર કસ્તુરીનાં ચંદન સઉ અંગે
કરમાં કંકણુ નંદલાલા
કંઠમાં મોતી ગુંજાના હારડા
ગોપીયોયે ઘેર્યા ગોપાળા, ઓ ! વારો. ૧
મુગટ સોનાનો હીરા મણી ઝળકે
મોર પીંછે કલગી ફરકે;
હીંદોળો હાલે તેમ કાનુડો મહાલે
નેણાં ડોલેને મુખ મલકે ઓ ! તારો. ૨
પીળા પીતાંબર હીરાં ઉપરણાં
સોનાના સઉ શણગાર;
૪૪કર જગાડવા રાધા રમાડે,
વ્રજના પ્રાણ આધારરે ઓ ! તારો ૩

બીલ્લોરી કાચનો મંડપ બાંધ્યો,
હેમ હીરાનો હીંડોળો;
ગોપીઓ ગાયને, નાચે ગોવાળીઆ,
કાનજી હસે લેઇ હળોરે. ઓ ! તારો ૪
બ્રહ્માજી કહે કાંન વૈકુંઠથી આવ્યો,
શીવ કહે ગોલોકથી આવ્યો;
ફુલાભાઇના પુન્યે બટક્ષેત્ર આવ્યે,
વીરલાંને ઓળખાયોરે, ઓ ! તારો ૫
બટક્ષેત્રમાં આવ્યો હીંડોળો,
વિશ્વનાથ ઉમયા ઝુલાવે;
ગણપતી મારૂતી બેઉ નાચે,
નંદી તાલ બજાવે રે ઓ ! તારો ૬
નીલ માધવજી છડી પોકારે,
બજાવો ભૈરવ શંખ ફુંકે.
લક્ષ્મી શારદા ગંગા અન્નપુર્ણા,
હીંડોળો ગાઇ ગાઇ હરખેરે. ઓ ! તારો ૭
ડંડપાણી ભુતનાથ અમર કંટેશ્વર,
કાંશી કરતાળાં બજાવે;
મણીકર્ણીકેશ્વર મૃદંગ બજાવે,
ચંદ્રા સુરજ મશાલ ચેતાવેરે, ઓ ! તારો ૮
શની મંગળ દ્વારે ભુંગળ બજાડે,
તારાએ દીપમાળ કીધી;

પવન ચંમર કરે કાશી ખોજીબાર આગે,
થાળ બત્રીસો લીધીરે, ઓ ! તારો ૯
કુર્મને શેષનાગ ચાકી કરે છે,
ગુરૂ ગોપાળકૃષ્ણ ગુલે;
કાંગાનાપ તનાં ગોપીગોવાળીયાં,
કુરડાં ફેછાળીને પુલેરે. ઓ ! તારો ૧૦
શંવે છે વૃજનાં બહુ અધિકારી,
અતલ રહેનારાં બાળુડાંડી;
હંસના તડનાં કુટે છે માથાં,
પાપથી ના આવે પાસેરે. ઓ ! તારો ૧૧
કોણ જાણે આ ભુમીયે શાં પુન્ય કીધાં,
દેવતાને સંતોનો મેળો;
જોત જોતામાં જન્મારો જાય છે,
ખાંડની ધારે ખેલો રે, ઓ ! તારો ૧૨
વટક્ષેત્ર બાગમાં આંબ્યો હીંદાળો;
તુલસીને ખીલ્યાં ખજુરી;
ઇંદ્ર બ્રહ્માદીદેવ દુંદુભી વગાડે,
વડલો રમણાને ખીલ્યાં સુંદરીરે ઓ ! તારો ૧૩
રામભાઇ શંકર ને વલ્લભ ભુલાભાઇ,
સોમા કેસુરદા થયા સુરા;
ડાહ્યા મુખી ઠાર અંબાલાલ લાલદાસે,
શીર સટે કોડ પુર્યારે ઓ ! તારો ૧૪

નહીં તો અસુરો વિઘ્ન કરતા હતા,
ક્ષેત્રનાં મુળીયાં કાપી;
પાંચએ પંડવ નાથ છઠ્ઠા નારાયણ,
ધર્મની ગાદી ફરી સ્થાપીરે, ઓ ! તારો. ૧૫

કલ્પ તરૂ ગુરૂ કામનાયો પુરજો,
દર્શન દેજો દહાડી દહાડી;
દાસવીયો હીંદોળો ગુણાવે,
(શંઠ) પાંપણ વચ્ચે નડે આટીરે. ઓ ! તારો ૧૬

## વટક્ષેત્ર ગરબો.

રાગ જીભલડીને હરિના ગુણ ગાતાં આળસ કયમ આવે

વટક્ષેત્રમાં વિશ્વનાથ મહાદેવનો ડંકો વાગે
નવથી ન્યારા નવથી ન્યારા.
સદગુરૂ ગોપાળકૃષ્ણ વાહેરા લાગે. ટેક: -
વીશ્વનાથ મહાદેવ તિર્થ પેહેલુ
બીજા નિલમાધવજીને શીશ મેલુ
ત્રીજુ ઢુંઢીરાજ દર્શન સેહેલુ, વટ. ૧
ચોથા ડંડપાણ અમરકંઠને ભુતનાથ
પાંચમા કાળભૈરવ સાંમા બળીયા સાથ
છઠ્ઠાં કાશીદેવી જ્યાં ખોડીયાર માત વટ ૨

સાતમાં ગુહાંગંગા ત્યાં લક્ષ્મી અન્નપુર્ણા.
આઠમાં કેદારી પાર્વતીની કરૂણા
નવમા મણીકર્ણીકેશ્વર નથી મણા. વટ ૩.
ટોડે ચંદ્ર સુરજ શની મંગળ છે
ઇષ્ટ ગુરૂની પાદુકા દેવળ છે.
નંદી કુર્મને હનુમાન આગળ છે. વટ. ૪
ગંગાજીમાં શારદા ગુપ્ત દેખાય
ત્યાં દીવાળીમાનાં પગલાં પુજાય
વટતરૂ તળે ખીલ્યાં છે વૃંદાય. વટ. ૫
ઉમીયાજીના ગોખ પર સીંહાસન
ત્યાં ગોપાળકૃષ્ણજીનાં થાય દરશન
નયથી ન્યારા પ્રેમે પરસન. વટ. ૬
બીલ્લી પીંપળાને ફુલી ફુલવાડી
સાય શામ ભજન હાકોડી હાકોડી
કાશીક્ષેત્રથી કસ આણ્યા કાઢી વટ. ૭.
દાસત્રીષાને દીન જાણી દેવ અહીં રહ્યા
હાવે પ્રવર્તી ના પીડે નાથ થયા
સહુ નીજ જન કરીયે કરીયે દયા. વટ. ૮

## વટક્ષેત્રમાં પ્રીતી વાધે પદ.

રાગ જમાનાનો

મને વટક્ષેત્રે કોઇ ચાલોરે.
નવેતિર્થ નેણાંમાં ઘાલોરે. ટેક.
વીશ્વનાથ નીલમાધવ હુંડી કંડપાણુ ભૈરવ
કાશી દેવી ગુહાગંગા ઉમારે
મણીકર્ણીકા થઇ નવ
નમી નમી સર્વે નીહાળોરે. નવે. ૧
નવધા ભકતી રસ અમૃત હાતા એ નવથી ન્યારા.
સદગુરૂ ગોપાળ કૃષ્ણ કૃપાળુ
સોળ કળાયે સારા
દર્શન દે અહીં દીન દયાળોરે. નવે ૨
ઇષ્ટ એનાએ પણ પુણું કળાએ વટક્ષેત્રે દર્શાય
દેવા એનાંએ પણ ત્રાંરથાને ઊત્તમ
જેમ રવી પુર્વે પુજાય
ભોમી કાશીક્ષેત્રની ભાળોરે. નવે ૩
તાલાવેલી ત્રીલોક ખોળ્યે વટક્ષેત્રે ઠરે મન
કલ્પતરૂ મારી કામના પુરો
સંપત્તી દેઇ સાધન
વીભુતીયો વેગથી વાળોરે. નવે. ૪
કોઇ કહેશે ભોમી છે કટક અસુરો દમે અપાર
તો શંખોદ્ધાર ત્થે નીલમાધવમાં
અકો ભીલ દમતો અપાર
રક્ષા કરી શાધ ત્યાં સાળ્યોરે. નવે ૫

અસુર નડે નહી રાવ હમે નહી
દાસોના વિયોગ જાય
જ્યોતીર્લીંગ ગણુંકે જગમાં
ભજન ભોજન યજ્ઞ થાય. નવે ૬
વશંપરંપરા પાળોરે
ભાગ્ય છોટાં અભિલાશા મોટી
કલ્પ તરૂ છો નાથ,
દાસવીષે પુરો અભિલાશા નવે ૭
હૈયે ડાબુ ભીડી બાથ
રાધાવર રંગે માહાલોરે
મને વટક્ષેત્રે લેઈ ચાલોરે.
નવે તિર્થ નેણાંમાં ધાલોરે

## વટક્ષેત્રમાં શીઘ્ર પ્રીતી

રાગ માગ સદગુરૂ ગોપાળકૃષ્ણ દરશન આપોરે

કાશીક્ષેત્ર હરીહરક્ષેત્ર વટક્ષેત્રે ચાલો.
વૃજવૃંદાવન વટક્ષેત્ર વટક્ષેત્રે ચાલો ટેકઃ-
ગંગ નુપરૂ નાનુ ગામડું,
વટક્ષેત્ર મોટાં ધામ,
વિશ્વનાથ મહાદેવજીરે,
ગોપાળકૃષ્ણ ઠર્યા જે ઠામ, વટ. ૧

ગોપાળકૃષ્ણજી ઘણી અંમારે
તમે પધરાવ્યાં શીવ ઉમયાય,
વીશ્વનાથ મહાદેવની ધ્વજાયે
વંગળેથી વરતાય; વટ ૨
બાણ સ્વયંભુ પ્રગટીયાંરે
વટતરૂથી નિર્વાણ.
જનોઇવાળાં શીવલીંગ છેરે
જળાધારી આરસની જાણ. વટ. ૩
માધવ તીર્થ ત્યાં નીલમાધવજીને
ઇષ્ટ પાદુકા સાર.
બીજુ તીર્થ એ ત્યાં વૃંદા ચઢે છે
હરીહર ક્ષેત્ર આ ઠાર વટ ૪
ત્રીજાં તીર્થ ઢુંઢીરાજ છે
એ આદ્ય ગણેશ કેહેવાય
દેવળમાંહે એ દક્ષિણેરે
પૂર્વે નંદીને કુર્મ પુજાય. વટ. ૫
દેવળમાંહે ઉત્તરે વટખેતરીયા હનુમાન
દેવળ પૂર્વે વડ હેઠળેરે ચોથા દંડ પાણી ભગવાન વટ ૬
દંડપાણેશ્વરમાં ઉમારે
ગણેશ નંદી હનુમાન.
વીશ્વનાથ શીવના ગુરૂરે
માંહે ભુતનાથ ઇશાન; વટ ૭

દૃઢપાણિઅંગને પુજીએરે
યમદુતના ભય જાય
જેમનાં ધામ છે વટતરૂ ફરતાં
મુખ્ય અમરકંટેશ્વર પુજાય    વડ ૮
વટતરૂને સ્પર્શે કે પુજયે
પ્રાગ અક્ષય ફળ થાય
પ્રદક્ષણાયે ચોરાશી પતે છે
વટતરૂની શીળી છાંય:    વડ. ૯
કાળ ભૈરવ તિર્થ પાંચમુ આ
અષ્ટ ભૈરવના વાસ
કાળ સુફળ થાય દાસનારે
થાય અખંડ ક્ષેત્રે વાસ:    વડ ૧૦
ગુહાંગંમા તિર્થ સાતમારે
ઇશાને ક્ષેત્રની માંહ્ય
અન્નપુર્ણા માંહે ઉત્તરેરે
અન વસ્ત્ર પુરે છે આંહ્ય;    વડ ૧૧
ગુપ્ત શારદા માંહે પુજાયે
બુદ્ધી સદગુણી થાય
માતા દીવાળી મહાસતીજી
એમનાં પગલાં માંહે પુજાય    વડ ૧૨
આઠમાં કેદારી પાવનીરે
અન ગમતા પુરે કોડ

કૌરવ ત્યામા બળીયા હેબકે રે  
શની મંગળ ચંદ્ર સુર્ય જોડ;  
બળીયાં નેકૃતે કેટલી વાત.  
બીજું શારદા મા  
બાળીખત્રી છે આનંદી ચાચે  
વીખ ભય આવે તે ટાળ — ૫૮. ૧૪  
મહાલક્ષ્મી છે ઇષ્ટ સાહુકાયે  
ગંગાના દેવળ પર વાસ  
યજ્ઞ ભજન કથા થાયછે રે  
રાતદીન રમે વાહાલો રાસ; — ૫૮. ૧૫  
નવજુ તીર્થ માંહે ચેમત્કારે  
મણીકર્ણી કેદાર ઘાટ  
પુર્વે રવી ચંદ્ર પશ્ચિમેરે  
શની ભોમ બૂંદા તરૂ વાટ — ૫૯  
ઇષ્ટ ગુરૂ સંત ચર્ણું રજમાં  
શુભગંગાનાં સ્નાન  
આ તિથ મુકવા ના ગમેરે  
ભાવે પાછાં વળે વૈમાન — ૫૯  
ગાય શીખે કે સાંભળેરે  
અષ્ટક્ષેત્રનો ગરબો સાર  
વીશ્વનાથ પતી તેહનો રે  
હરિ હર કરે ઉદ્ધાર. — ૫૯